# ાલના સુધારાનો સપાટો.

લેખક,

મોતીરામ હરિશંકર ભટ્ટ દીવાવાળા.

વેટરનરી સરજ્યન.

પ્રકાશક,

હિંમતલાલ ગણુભાઈ માસ્તર.

ભુલેશ્વર-મુંબઈ.

પ્રથમાવૃત્તિ. નકલ ૧૦૦૦.



અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૩-૧૪.

કીંમત રૂ. ૦-૨-૦

આ લેખકનાં તમામ પુસ્તકો, મુંબઇમાં નીચે [illegible] સ્થળેથી મળી શકશે.

---

૧ હિંમતલાલ. જી. માસ્તર. (કર્તા.)
ભગતવાડી, ભુલેશ્વર—મુંબઇ.

૨ વસનજી પરમાનંદ ચાહેવાળા, બુકસેલર.
ઝવેરબાગ પાસે, કાલબાદેવી રોડ—મુંબઇ.

૩ પંડિત જયેષ્ટારામ મુકુંદજી, બુકસેલર.
ઝવેરબાગ પાસે, કાલબાદેવી રોડ—મુંબઇ.

૪ એન. એમ. ત્રિપાઠીની કુ૦ બુકસેલર્સ.
પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ—મુ

---

# હાલના સુધારાનો સપાટો.

બેસતા વર્ષને દિવસે સાંઝે ચાર વાગે શાંતિશંકર નામનો, આશરે બાવીસ વર્ષની ઉમ્મરનો એક યુવાન બ્રહ્મપુત્ર શ્રી પતિત પાવની તાપી નદીમાં હાથપગ ધોઈ શ્રી ગુપ્તેશ્વર મહાદેવના દેહેરામાંથી દર્શન કરી નીકળતાં ડાબી બાજુએ આવેલા ઓટલાપર એક સ્થંભને અઢેલીને બેઠો હતો. ઉંચે જોયું તો માથા ઉપર વડની ડાળી આવી રહેલી હતી, તથા તેથી ધ્વજા ઉંચે પવનમાં ફરકતી હતી. આ યુવકનું વર્ણ ગૌર હતું, કપાળ વિશાળ અને અલૌકિક તેજમય હતુ. તેના પ્રફુલ્લિત મુખમંડળ ઉપર સદ્ગુણની છાયાનો ભાવ થતો હતો. અલ્પ સમય શાંતિથી બેઠા પછી આઠ દશ યુવાનોનું મંડળ ઓટલા નીચે થઈને નદી તરફ પ્રયાણ કરતું તેની દૃષ્ટિએ પડયું. હાલના સમયમાં સુધારો વિશેષે કરીને શામાં ભરાઇ બેઠો છે તે આ લોકો તરફ નજર કર્યાથી બરાબર દેખાઇ આવે તેમ છે.

તેઓમાંના દરેકે બુટ સ્ટૉકીંગ, કોટ પાટલુન, નેકટાઇ કૅાલર, વિગેરે ચડાવી દીધા હતા.

કેટલાક આંખને વિભુષિત કરવા ખાતર, જાણી જોઇનેજ ચસ્મેઢબ બની ગયેલા જણાતા હતા. કોઇએ હાથમાં વિલાયતી છત્રી, તો કોઇએ રૂમાલ કે લાકડી હાથમાં છટાથી રાખ્યાં હતાં. પોતાની સર્વ શોભા પોતે પાળેલાં પટીયાંમાંજ આવીને એકત્ર થઈ હોય અને તે

જોવાને જાણે સર્વને સુચવતી હોય તેમ કેટલાકોએ પોતાના માથાના પાછલા ભાગપર ટોપી મુકી હતી, તો કોઇએ પોતાના ભાગ્યમાં, યુવાવસ્થા પોતે માની લીધેલી મોજશોખમાં ગાળવાની હોય ને ઉતર વય દુઃખ દરિદ્રતામાં ગુજારવાની હોવાનું લખ્યું હોય અને જાણે તે કોઈને વંચાવવા રાજી ન હોય તેમ પોતાનું કપાળ ઢંકાઇ જાય એવી રીતે આગળથી ટોપી ગોઠવી હતી. બે ત્રણ જણને તો દેશી ટોપી દુશ્મન જેવી લાગવાથી વિદેશી છાબડાં પહેરવાનોજ શોખ લાગેલો હતો. કેટલાએક લેભાગુઓએ પોતાના પોષાકમાં એવી તો વાંદર જેવી નકલ કરી હતી કે સુજ્ઞ વિચારશીલ પુરૂષોને તેમના તરફ જોતાંજ તિરસ્કાર અથવા હલકા વિચારો આવ્યા વિના રહેજ નહિ. ટુંકમાં હાલમાં જે સાધનો સુધરી ગયેલાનાં ગણાય છે તે સર્વ આ યુવાનોની છટેલી ટોળીમાં દૃષ્ટિગોચર થતાં હતાં. માથાથી તે પગ સુધી દરેક જણ પરદેશી વસ્તુઓથી સજાએલો હતો, જાણે દેશી પોષાકો તેમને શરીરે કરડતા હોય અથવા તો પવિત્ર માતા ભાર્તભૂમિએ કોઇ પાપના પ્રાયશ્ચિત માટે પોતાની વસ્તુ ન વાપરવા દેવાની તેમને શિક્ષા કરી હોય.

ઓવારા ઉપર જઇ આ મંડળ, પાંચ સાત યુવાન સ્રીઓ જેઓ થોડાકજ સમય અગાઉ આવી હતી તેઓથી થોડે દુર ઉભું રહી માંહોમાંહે ભાંગાટુટા અંગ્રેજીમાં ગપ્પાં મારવા લાગ્યું. તેમાંનો પ્રત્યેક એક બીજાને મશ્કરીમાં ઉડાવતો પોતાની હુશીયારી બતાવવા પ્રયત્ન કરતો, તેમજ આ સ્રીઓની મીટીંગને માથેજ જાણે તેમાંનો કોણ હોશીયાર છે તેની પરિક્ષા કરવાનું સોંપેલું હોય તેમ તે તરફ

વક્રદષ્ટિથી જોતો તથા મ્હોં મલકાવતો હતો.

સ્ત્રીમંડળમાંથી પણ કેટલીક 'આર્યા' નામને કલંકીત કરનારી આર્ય બાળાઓ યુવકોનાં જાણે આવાં કૃત્યોથી રાજી થતી હોય તેમ જણાવા લાગી, તથા તેમને લોભમાં નાખવા–ફસાવવા માંહોમાંહે સ્મિત હાસ્ય કરવા લાગી.

થોડોક વખત વ્યતિત કર્યા બાદ સૌ મહાદેવ તરફ આવવા લાગ્યાં. સ્ત્રીઓ દેહેરામાં દાખલ થઈ. યુવાનોમાંથી એક જણ બોલ્યો, "ભાઈઓ, આપણે વળી દર્શન કેવાં? અંદર જઇશું તો બુટ ઉતારવા પડશે." એવું સાંભળી સૌએ ઓટલાપરજ બેસી જઇને ગાયનો લલકારવા માંડયાં.

શાંતિશંકરનું ધ્યાન જ્યારથી આ પુરૂષોને ઓવારા તરફ જતા જોયા ત્યારથીજ તેમના પ્રતિ ખેંચાયું હતું. તેઓ નદી તરફ ગયા ત્યારે એમની હીલચાલ બરાબર નજરમાં આવે માટે પોતે ઉઠી સામેના બંગલાપર બેઠો હતો. તેમના પોષાકની ઉભરાઈ જતી ફેશન, તેમની બેશરમ–અયોગ્ય વર્તણુક તથા તેમના બોલવા ચાલવાની ઢબથી સ્પષ્ટ જણાતી ઉદ્ધતાઇ જોઇ હાલના યુવાનોની સ્થિતિ તરફ તે વિચાર કરતો, મનમાં તેમને ધિક્કારતો, ખેદ કરતો–નિશ્વાસ નાખતો હતો. આખરે તેમના લક્ષણ પ્રતિ પોતાના સર્વ ઉદ્‌ગારો પદ્યમાં ગોઠવી લઈ તેમને દેહેરા તરફ પાછા વળતા જોઈ પોતે પણ પોતાને સ્થાને બેઠો હતો.

અલ્પ સમયમાં સર્વ યુવતિઓ દર્શન કરી બહાર નીકળી. તેઓના પણ હાવભાવ, વર્તણુક તથા વસ્ત્ર સજવાની રીતિ જોઇ આપણો શાંતિશંકર તો દીંગજ થઇ ગયો. જેવી રીતે આપણા ભાઇસાહેબોને વિદેશી વસ્તુઓજ

રૂચીકર લાગતી તેમ આ બાઇ સાહેબોએ પણ પરદેશી પોષાક, પરદેશી રીતિને અનુસરીને સજીને સુંદરતાને મહા મહેનતે પણ ખેંચી આણવાને કચાશ રાખી નહોતી. યુવક યુવતિઓએ સાદાઇને સો યોજન અને નગ્નતાને નવસેં યોજન દૂર ધકેલી મુકી હતી. ફેશનથી તેમનાં મગજ ફરી ગયાં હતાં. અયોગ્ય સ્વતંત્રતાથી તેમનામાં સ્વપરાક્રમનો અંત આણવાનો ઉદ્યોગ ચાલુ થઇ ચુકયો હતો.

પુરૂષો પુરૂષાર્થ તજી, કામને આધિન બની અન્ય સ્ત્રીઓનાં મન આકર્ષવા જેમ નાચતા, કુદતા ને હજારો ચાળાચસ્કાઓ કરતા, તેમ આ અબળાઓ પણ સતીત્વનો ત્યાગ કરી વિવિધ પ્રકારનાં નખરાંથી પુરૂષોને મોહપાસમાં નાંખી સબળા બનાવવા અપાર યત્નો કરતી જણાવા લાગી; પણ એ સૌ હાવભાવ–ચાળા ચસ્કા, લટકા મટકાને કામાંધ કુતરા તરફથીજ માન મળે, શાંતિશંકર જેવાને તો હદ ઉપરાંત કોમળતા બનાર્વી તથા નખરાં કરી અતિશય શોભાવાના દેખાવનો પ્રયત્ન જોઇ ધિક્કાર ઉપજ્યા સિવાય ન રહે. યુવકોની નીતિ રીતિ તરફ શાંતિશંકરને સંપૂર્ણ તિરસ્કાર તો હતોજ, તેમાં વળી આવા દેખાવ તેના ચક્ષુ સમાન વિદ્યમાન હોવાથી એમના પ્રતિ કાંઇ બે ત્રણ બોધદાયી શબ્દ ન કહેવા એ યોગ્ય જણાયું નહિ. એટલામાં તેને બોલવાની તક મળી. એક જણ છાતી આગળ કાઢીને તથા હાથમાં ઝાલેલા રૂમાલથી રોફભેર પવન નાખતો શાંતિશંકર પાસે આવી જાણે મ્હોટો બેરીસ્ટર હોય તેમ બોલ્યો, “ મિસ્ટર, અહીં વૉટર ( પાણી ) મળશે કે ? ” શાંતિશંકર જો કે મેટ્રીક સુધી ભણેલો હતો, છતાં મઝાને

ખાતર જાણેકે કોઇ નવીન શબ્દ કાને પડયો હોય તેમ ડોળ કરી બોલ્યો, "મોટર કે? પેલા લોકો મોટરગાડી કહે છે તે તો નહિ!!! તે અહીં ગામડામાંથી કયાંથી મળે ભાઈ!!!" એક બ્રાહ્મણનો ઉછાંછળો દેખાતો છોકરો આગળ આવી કહેવા લાગ્યો, "એ યુ રાસ્કલ ડૅમ, વૉટરે સમઝતા નહિ? 'વૉટર મીન્સ પાણી,' દિખાવ તો અચ્છા લગતા, લેકીન અંગ્રેજીમાં તો સમઝતા નાંહી."

શાંતિશંકર–ખરૂં કહો છો, મ્હારા યુવાન મિત્ર, પણ તમે જાણતા હશોજ કે ગામડામાં તમારી આવી ઠેઠ ગુજરાતી ભાષાથી ઘણા જન અજ્ઞાન હોય છે! આ વેળા મને એક વાત યાદ આવી છે તે સાંભળો:—

"તમારા જેવો એક વિદેશ જઈ આવેલો પુરૂષ એક ગામમાં રહેતો હતો. વિલાયતમાં અંગ્રેજી ભાષા જાણ્યા પછી તેને પોતાની માતૃ ભાષા તરફ એટલો તો ધિક્કાર આવવા લાગ્યો કે પોતાની આસપાસના માણસો અંગ્રેજી ન જાણતા હોવાથી તેઓ સાથે ગુજરાતીમાં વાત કરવાનું તેને કંટાળા ભરેલું લાગતું; તે એટલે સુધી કે ટી (ચાહ) વૉટર (પાણી) બટર (માખણ) હેન્ડકર-ચીફ (રૂમાલ) બ્રેડ (રોટલી) વિગેરે વિગેરે અંગ્રેજી શબ્દોની બરાબરના ગુજરાતી શબ્દો પણ તે ભુલી ગયો હતો. કમનસીબે આ ભાઇસાહેબ માંદા પડયા. ખાટલા ઉપરથી ઉઠી શકવાને પણ અશક્ત થઈ ગયા. એવામાં પાણીની તરસ લાગવાથી સામે ઉભેલા પુરૂષને કહ્યું:– "બ્રીંગ મિ વૉટર" પરંતુ આ વાકયમાં કોઇને સમજ ન પડવાથી તેને જે જોઇએ તે ગુજરાતીમાં કહેવા જણાવ્યું. તે માંદો માણસ કંટાળો લાવી બોલ્યો, "મને વૉટર

આપો," પણ વૉટરમાં આ ભોળા ગામડીઆ કાંઇ સમજે તેવા વિદ્વાન્ નહોતા. તેમણે 'વૉટર' એટલે શું એવો ફરી પ્રશ્ન કર્યો. પરંતુ એ ભાઈ તો પૂરા અંગ્રેજ બની ગયેલા એટલે વૉટરનો અર્થ પણ ભૂલી ગયેલા હતા. તૃષાને લીધે જીવ ચુંથાવા લાગ્યો, પણ એમાં દોષ કોનો? પેલો માંદો ગમે તેમ સમજાવે પણ ગામડીઆઓ બિચારા ઉંધોજ અર્થ સમજે. એકે કહ્યું, "ભાઇ, વેલાત (વિલાયત)માં વૉટરની મીઠાઇ થતી હશે," આ સાંભળી પેલા માંદાએ વૉટરનો અર્થ મિઠાઈ થતો નથી, પણ પાણી થાય છે એમ સમજાવવા પાણીનો લોટો માગવા જેવી હાથની ઇસારત કરી, ત્યારે બીજો ઠાવકું મ્હોં રાખી કહેવા લાગ્યો કે "એ નામનું કંઇ ફળ થાય છે, જુઓ એ હાથવતી બતાવે છે. ભાઇ? માંદે મ્હોંડે કંઇ કંઈ ખાવાનું મન થાય પણ એ વેલાતમાંથી કોની પાસે મંગાવીએ?"

વળી માંદા માણસે મ્હોંઢે હાથ અટકાવી ઈશારત કરી, ત્યારે પણ તેઓ સમજ્યા નહિ. તેઓ ઉલટું સમજ્યા. એક દોઢડાહ્યો બોલી ઉઠયો, જુઓ, એ કંઇ પીવાનું માગે છે.

એ વૉટર નામનું દુધ કે પછી દારૂ, એવી કંઇ પીવાની ચીજ હશે ભાઈ! આમ જેને જેમ ફાવે તેમ અર્થ કરવા લાગ્યા, પણ ખરો અર્થ કોઈ સમજ્યું નહિ. આખરે વૉટર, વૉટર કરતાં બિચારાનો જીવ જતો રહ્યો.

મરી ગયા પછી બે ચાર દીવસે હિંદુ રીવાજ મુજબ એનાં સગાંઓ કાંણે આવ્યાં. કાણ કરી રહ્યા બાદ મરનારના સારા ગુણોનું કથન, પરાક્રમનાં વખાણ તથા મંદવાડ શો હતો તેના વિવેચનનો આરંભ થયો. મરનારની સ્ત્રી

કહેવા લાગી કે મ્હેં મંદવાડમાં એમને કોઇ રીતની ભુલતા રહેવા દીધી નથી. છેવટે છાશ પીવાની ઇચ્છા થઈ તો તે પણ આપી પણ મરતાં સુધી એમણે વૉટર માગ માગ કર્યા કર્યું પણ અહીં કાંઈ તે મળે નહિ એટલે તે વૉટર ખાવાની તૃષ્ણા રહી ગઇ, તેથી જીવ બળ બળ થયા કરે છે. આ સાંભળી રડવા આવનારામાંથી એક જણ જે શહેરનો વતની હતો તે સહેજ ઇંગ્રેજી જાણતો હતો તે બોલ્યો અરે અરે! વૉટર એટલે તો પાણી, પાણીની શી ખોટ હતી? મરનારનોજ ભાઇ એ સાંભળી બોલી ઉઠયો, પાણી તો અમે ખાટલા નીચેજ મૂકી રાખ્યું હતું. હાય હાય! મ્હારો ભાઇ શું પાણી વિના તરસ્યોજ મુઓ!! પાણી માટે તરફડીઆં મારીને પ્રાણ જતાં કેટલું દુઃખ થયું હશે! આવી ભુલને માટે પછી સર્વ પુષ્કળ પશ્ચાતાપ કરવા લાગ્યા. એક સ્પષ્ટ વક્તાએ ત્યાંજ એક દોહરો જોડી કહી સંભળાવ્યોઃ—

**દોહરો.**

દેશ ગયા પરદેશ ગયા ને, શીખી લાવ્યા વાણી;
વૉટર કરતાં પ્રાણ ગયા ને, ખાટલા નીચે પાણી.

"સમજ્યા ભાઈ? ન્હાતાં ન્હાતાં, ખાતાં પીતાંએ અને દેવમંદીરોમાં જઇએ તો ત્યાં પણ એમ! જ્યાં ત્યાં સ્વભાષાને ધિક્કારી પૂરા અંગ્રેજ બનવા જઇએ તો વખતે આવાં પણ પરિણામ આવવાનો સંભવ રહે છે." શાંતિશંકરે સહેજ હસતી મુખમુદ્રા ધારણ કરી કહ્યું, પણ શ્રોતાના મનપર ક્રોધની અસર થયેલી ચતુરાઈથી જાણી લઇ તરત વાત ફેરવી નાખી આગળ બોલ્યો, વારૂ ભાઇ! પણ આપનું અત્રે આવવું શાથી થયું તે કહેશો?

એક વણિક પુત્ર પૂર્ણ ક્રોધમાં કહેવા લાગ્યો, "ઓ યુ ફુલ, યુ ઍપીઅર ટુ બી બ્લાઇન્ડ! (અરે મૂર્ખ, તું આંધળો બાંધળો છે કે શું?) અહીં દર્શન કરવા આવ્યા હતા તેમાં વળી પૂછે છે શું? અહીં વળી બીજા શા કામે આવવાનું હતું?"

શાંતિશંકર પૂર્ણ શાંતિથી બોલ્યો, હં. હવે સૂઝયું. આપ અત્રે સ્ત્રીઓનાં દર્શન કરવા પધાર્યા હશો. લ્યો ઠીક ત્યારે, આ એક ભજન તો સાંભળતા જાઓ, એમ કહી તેણે બંગલાના ઓટલે બેસી જોડી કાઢેલું ભજન બેધડક ગાવા માંડયું, જે નીચે મુજબઃ—

પદ.

રૂડા કોકા ઠેકાવી ઠીંઠા લગાવી, શીદ ભમો છો ભાઇ;
સહુ વરણાગી ઝટપટ ત્યાગી, રાખો હરિશું સગાઇ. રૂડા.
અંતકાળે કાંઈ કામ ન આવે, ફરો ભલે ગમે તેમ;
સેંથા પાડી થઇ ફક્કડ ફરતાં (૨) શરમ ન આવે કેમરે. રૂડા.
દેવને બદલે દોડો છો કરવા, નારીઓનાં દરશન;
ભડવાની પેરે નાચી કુદીને (૨) રાખો છો મન પ્રસન્નરે. રૂડા.
પરસ્ત્રી સાથે વાતો કરતાં, લાજો નહિ તલભાર;
અન્ય જનો જો વહેમ ધરે તો (૨) ધિક પડયો અવતારરે રૂડા.
રાંડવા થઈને રાંડો કુદાવે, તેમ કુદો છો આપ;
લોક સહુ ફીટકાર કરેને (૨) પ્રગટે પૂરણ પાપરે. રૂડા.
ફક્કડ થઈને અક્કડ ફરતાં, વક્કર જાયે નેટ;
મિથ્યા જનુની ભારે મારી અલ્યા(૨) પથ્થર પડીયા પેટરે. રૂડા.
જગત પિતાએ વાચા આપી, ભજવા દીન દયાળ;
પ્યારા પ્યારીનાં ગાયન ગાઇ (૨) વ્યર્થ ગુમાવો કાળરે. રૂડા.

મિત્રો મારા જુવો વિચારી, એમાં શું છે સુખ?
ચાર દિવસનું ચાંદરણુંને (૨) આખર દુઃખનું દુઃખરે. રૂડા.
સૂણી આ વાણી પાપી પ્રાણી, રીસ ધરે કદી કોઇ;
સાર કશો સમજે નહીંને (૨) ધીક્કાર તેને હોયરે. રૂડા.
ઈંદ્રિય વશ જો ના રહે તો, દીઓ તે ઉપર ડામ;
શીળપણું તો સાચવી રાખો (૨) કહે છે શાંતિરામરે. રૂડા.

કવિતા ગાતાં શાંતિશંકરનો જુસ્સો ધીમે ધીમે વધતો જણાયો. તેમાં પણ 'શીળપણું તો સાચવી રાખો' એ છેલ્લી લીટી એવી ઢબથી જુસ્સા સાથે બોલ્યો કે તેની, સમક્ષ ઉભેલા સૌને જાણે એ શબ્દ ખાસ પોતપોતાના અંતઃકરણમાં સોનેરી અક્ષરે કોતરી રાખવા સુચવતો હોય! પરંતુ આનું પરિણામ કંઇ ઓરજ આવ્યું. કેટલાક યુવકો આજકાલ યુવતિઓ આગળ વધારે હોંશીયારી બતાવવા પ્રયત્ન કરતા હોય છે. તેમના આગળ છટાથી ડફાંસ મારી વાતો કરવામાં તેઓ આનંદ-માન સમજે છે. સ્ત્રીઓ સમક્ષ પોતાની પ્રવીણતાના પાઠો ભજવવાનું તેમને ઘણું ગમતું હોય છે અને કદાચ સ્ત્રીઓની હાજરીમાં તેઓનું કોઇ અપમાન કરે છે તો તેમનો મિજાજ ઠેકાણે રહેતો નથી. આ યુવકોની પણ એવીજ સ્થિતિ થઇ. શાંતિશંકર બોલી રહ્યો કે તરતજ પાછળથી એક મુક્કો એના બરડાપર પડયો. આ પ્રેમની પ્રસાદી કોના તરફથી મળી તે જોવા પાછળ જુએ છે એટલામાં તો, બીજાએ ગાલમાં એક તમાચો લગાવી દીધો.

શાંતિશંકર **યથા નામાઃ તથા ગુણાઃ** એ કહેવતાનુસાર સ્વભાવથીજ શાંત હતો. મોટા મોટા દુઃખના પ્રસંગોમાં પણ ધૈર્ય ધરવાની તેણે ટેવ પાડી હતી. હમેશાં

તેના મુખાવંદપર મંદ મંદ હાસ્યની એકસરખી છાયા નજરે આવતી, અને તેથીજ ગમે તેવો ઉદાસ માણસ પણ એની પાસે બેસતો તો તેટલી વેળા પણ તે આનંદ અનુભવતો. જાણે પોતાને કાંઈજ થયું ન હોય તેવો દેખાવ કરી હસ્તે વદને તેણે નીચે મુજબ પોતાનું બોલવું શરૂ કીધું:—

" ભાઈઓ ! એમ ન જાણશો કે તમારો બદલો કોઇ
" પણ રીતે વાળવા હું અશક્તિમાન છું. પરંતુ ક્રોધને
" વશ કરવો તથા અનેક વિઘ્નો સામે ટકી રહેવા પ્રયત્ન
" કરી હમારી ફરજ બજાવવી એવો મ્હારો તથા જે
" સોસાયટીમાં હું છું તેમાંના દરેકનો નિશ્ચય છે. તમે
" તો શું પણ કદાચ એક બાળક આવીને હાથ ઉઠાવે
" તો પણ હું ક્રોધ કરત નહિ. તમે મ્હારા ઉપર હાથ
" ઉઠાવ્યો તે માટે ઉલટો હું તમારો ઉપકાર માનું છું,
" કારણ કે આવા પ્રસંગે મ્હારાથી મનપર કાબુ રાખી
" ક્રોધને વશ રાખી શકાય છે કે નહિ તે અજમાવવાની
" તમે મને તક આપી ! મારું માત્ર એટલુંજ લાગે છે
" કે આ હિણભાગી ભાર્ત ભૂમિમાં આપ જેવાં નર રત્નોનો
" ફેલાવો આજકાલ બહોળો થવા લાગ્યો છે, એટલુંજ
" નહિ પણ પ્રિયવાદી સ્વાર્થદનો પોતાનો સ્વાર્થ સાધવા
" માટે તમારાં વખાણ કરી એવાં ખોટાં આચરણો માટે
" તમોને ઉત્તેજન આપે છે.

" ભાર્ત માતા !—ઓ દરિદ્રતામાં ડુબતી, નરાધમ
" પુરૂષોના ભારથી પીડાતી ભાર્તમાતા ! જયાં ત્યાં સ્ત્રી-
" ઓનેજ દેખનારા, તેનાજ ચલન વલનનું ધ્યાન ધરનારા,
" તેનાજ દર્શનથી તેમની શાંતિ ઇચ્છનારા, બ્રહ્મચર્ય શું

" છે એ સ્વપ્ને પણ ન સમજનારા પાજી પુરૂષોથી શું
" ત્હારો ઉદ્ધાર થશે ? એક બાજુ જ્યારે કેટલાક પ્રાતઃ
" સ્મરણીય ભારત હિતચિંતક વીરો દેશના અભ્યુદયાર્થે
" રાત્રિ દિવસ તન મન ધનથી પ્રયાસ કરી રહ્યા છે,
" ત્યારે બીજી તરફ પોતાની કામતૃષ્ણા તૃપ્ત કરવા રાત્રિ
" દિવસ મચી રહેલા મનને બદલે તનની સુંદરતા વધા-
" રવામાંજ રોકાયલા, વિધવિધ ફેશનથી શરીર વિભુષિત
" કરવામાંજ પોતાનો ઉદ્યોગ સમજી રહેલા, ' કળીયુ-
" **ગમાં કાલે ઉડી મરી જવું છે, માટે જે મઝા**
" **ભોગવી તે ખરી** ' એવી એવી દલીલોને બચાવવામાં
" આગળ કરી પોતાના પોચા મનને વિશેષ બ્હેકાવનારા,
" જીંદગીનો ઉત્તમ સમય જે યુવાવસ્થા તે રમતગમત તથા
" મોજશોખમાં ગુજારનારા, મોજીલા, આળસુ અને કુળાંગા-
" રોની સંખ્યા હજારો બલ્કે લાખોના પ્રમાણમાં વધતી ચાલી
" જાય છે. ભાત ભાતના મિષ્ટાન્ન આરોગવાનું, અચ્છા અચ્છા
" પોષાક સજી ફરતા ફરવાનું, ચહા બીસકુટ તથા
" સીગારેટનું સેવન કરવાનું તેમજ સોડા લેમનના બાટલા
" ઢીંચવાનું હવે સૌાને વધારે ગમતું જણાય છે. હિંદવા-
" સીઓ જે સાદાઇને માટે મશહુર હતા, તે હવે ભપ-
" કાને માટે પુષ્કળ ખર્ચ કરવાને પણ આંચકો ખાતા
" નથી. પ્રમાણિકપણે મહેનત કરતાં તથા હાડકાં વાળી
" ઉદ્યોગ કરતાં અઘરૂં લાગે છે એટલુંજ નહિ પણ
" શરમ આવે છે ! ભલા ભાઈઓ ! ભપકાદાર ઉજળાં
" વસ્ત્રથી સજાયેલા તમારામાં ઉજળા ગુણો છે કે નહિ
" તેની પરિક્ષા થઇ ચુકી. તેજદાર ઉજળા તનવાળા પણ
" મેલા મનવાળા બગલા કરતાં તન મન જેનું એકજ

"રંગે છે એવા કાગડાઓ કંઈક ભલા ગણાય. કપડાં
"તમને શોભાવે તે કરતાં કપડાંને તમારે શોભાવવાં જો-
"ઇએ, કારણ સુનીતિએ વર્તનાર સાદાં વસ્ત્રથી પણ
"પ્રકાશી ઉઠે છે, જ્યારે દુર્ગુણી કરોડો દાગીનાથી પણ
"દીપતો નથી. કહ્યું છે કે:—

છપય છંદ.

કુડાં કૃત્ય કરનાર, હોય જે નર કે નારી;
ભલે ધરી શણગાર, ફરે મન હુંપદ ધારી.
હુન્નર હોય હજાર, વળી રૂપે પણ રૂડાં;
પણ જો ખોટી છાપ, ભણે તો તેને ભુંડાં.
કદી ચાવે પાન સહસ્રધા, તોયે મુખડાં શ્યામછે;
કારણ કુડાં કૃત્ય એ, કપાળે કાળા ડામ છે.

"માટે પ્રિય બંધુઓ, આપણે અયોગ્ય ખર્ચ અને
"શારીરિક શોભા ક્રમે ક્રમે દુર કરી માનસિક શોભામાં
"એકેક પગથીયું ચઢતા જવું જોઇએ."

'ભેંસને મ્હોંઢે ભાગવત' એ કહેવતાનુસાર આ યુવાન શ્રોતાઓ ઉપર શાંતિશંકરના શાંત વચનોની કંઇ પણ અસર થયેલી જણાઇ નહિ. એમને સમજાવવા શાંતિશંકરે બહુ બહુ પ્રયત્ન કર્યા, પણ મલિન અંતઃકરણમાં પવિત્ર બોધનો પ્રવેશ થવો એ ગધેડાના પેટમાં સિંહણનું દુધ ટકાવા જેટલું દુર્લભ હતું. કુસંગ, કુટેવ તે કુકર્મના પટથી બહેર મારી ગયેલી બુદ્ધિને આવા બોધની તાત્કાલિક અસર થવી એ અસંભવિત હતું. શાંતિશંકરનું સર્વ કહેલું પથ્થરપર પાણી જેવું થયું, એટલુંજ નહિ પણ ઉલટા સૌ યુવાનો એની મશ્કરી કરવા લાગ્યા.

" જુઓ ભાઈઓ ! આ મોટા દેશને તારનાર ન જોયા હોય તો ! " પટીયાં પારેખે આગળ પવનમાં મારામારી કરતાં પટીયાંના છાપરાને સમારતાં કહ્યું.

" હવે આનાથી દેશનું દરિદ્ર દૂર થઇ જવાનું ! " ઉદ્ધતલાલે અનુમોદન આપ્યું. ખટપટશંકર જે અત્યાર સુધી ક્રોધથી ડોળા ઘુરકાવી શાંતિશંકર સામું જોઈ રહ્યો હતો તેણે આગળ આવી જાણે શાંતિશંકરના વચનામૃતમાંથી સાર કાઢી સર્વની સમક્ષ રજુ કરતો હોય તેમ ઝટપટ કહી નાખ્યું " અલ્યા, આપણે બધા કુલાંગાર અને આતો હીરો પાકયો હીરો ! જુઓ ન જોયો હોય તો ! ! "

" ચાલો ત્યારે, આપણે એ હીરાને કસોટીએ તો ચડાવીએ ! " આટલું બોલી નઠોરચંદે કઠોરતાનું દર્શન કરાવ્યું કે તરતજ સૌ શાંતિશંકરને વચમાં ઘેરી તેને કેસરી જમાડવા તત્પર થઈ ગયા.

ગરીબ બિચારો શાંતિશંકર ફસાઇ પડયો, પણ તેના સુભાગ્યે યુવકોમાંથી એક જણ આગળ આવી સૌને સમજાવવા લાગ્યો. આપણને ઘણું મોડું થઇ ગયું છે એમ કહી પોતાના સાથીઓને વખતનું ભાન કરાવી ઘર તરફ વાળ્યા. સ્ત્રીઓ આગળ અને તેની પાછળ આ ટોળું એમ જેમ આવ્યા હતા તેમ સૌ શેહેર તરફ વળ્યા. માર્ગમાં તેમની વાર્તાનો વિષય શાંતિશંકરની ટીકા, એજ હતો. કોઇ તેને દોઢડાહ્યો તો કોઇ તેને ઓલીયો કહેવા લાગ્યા. એક જણે તેનું નામ સુધારાશંકર પાડયું તો બીજાએ ટાયલાચંદનું વિશેષણ યોગ્ય ધાર્યું, એમ જેને જેમ ફાવે તેમ કહેતા હતા. માત્ર એકજ યુવાન જેણે સૌને સમજાવી પાછા વાળ્યા હતા તે કંઇ પણ બોલ્યા

વિના ચાલ્યા કરતો હતો. જાણે કંઇ ઉંડા વિચારમાં હોય એવો તેની મુખમુદ્રા ઉપરથી ભાસ થતો હતો. મૂળથીજ કેટલાક ઉત્તમ ગુણોની અભિલાષાવાળો હોવાથી તેમજ દુઃસંગની જાળમાં થોડોજ સમય થયાં સપડાયલો હોવાથી શાંતિશંકરે કહેલાં દરેક વચન તેના અંતઃકરણમાં આબાદ ચોંટયાં. ખરાબ સોબતને લીધે પોતાનાથી થયેલાં કુકૃત્યો તેને એક પછી એક યાદ આવવા લાગ્યાં. ખરાબ મિત્રો સાથેનો સંબંધ એકદમ બંધ કરી શાંતિશંકર સાથે મિત્રાચારી બાંધવાની તેને એકાએક વૃત્તિ થઇ આવી. "ભાઇઓ, મ્હારો રૂમાલ હું ભુલી ગયો છું તે લઇ આવું, રાત્રે આઠ વાગે તમોને આપણી આનંદભુવન હૉટેલમાં મળીશ." એવું એકાએક કહી તે શાંતિશંકર પાસે આવવા પાછો વળ્યો. રસ્તે ચાલતાં ચાલતાં "હું કોણ? મારાં માતપિતા કેવા ઉંચ કુળનાં? પહેલાં મ્હારા વિષે મ્હારા મહોલ્લાના લોકના મનમાં કેવા ઉંચ વિચાર હતા! મ્હારી ન્યાત જાતમાં પણ સૌ મ્હારા સદ્ગુણને માટેજ કેટલા ચહાતા હતા? અને હવે આ દુરાચારીઓ સાથે ફરવાથી મ્હારી કીર્તિને ધીમે ધીમે કેવો ડાઘ લાગવા માંડયો? કાલેજ પાંચ સાત માણસો એકઠા થઇ મ્હારૂં યશોગાન કરતા હતા! પેલા દયારામ કાકા તો એવું પણ બોલી ગયા કે આપણા ભોળાનાથ તો હવે કપટીનાથ થતા જાય છે. અહો! મ્હારા વિષે આવી ચર્ચા થાય એ કેવું ધિક્કારવા યોગ્ય? ખરે! એ સૌ ખરાબ સોબતનાંજ પરિણામ. વિવિધ પ્રકારની મિત્રો તરફથી મળતી મફતીયા મોજમઝાથી મોહ પામી મ્હેં મ્હારી ઉત્તમ નીતિરીતિપર પાણી ફેરવવા માંડયું."

આવા પ્રકારના અનેક તર્કવિતર્કોથી તે બહાવરો બની ગયો.

"દેહેરાના ચોતરાપર બેઠેલો શાંતિરામ નામનો યુવક કોઈ ભલો ને સદ્‌ગુણ સાધક જણાય છે. એના મ્હોંપર સદ્‌ગુણનું કેવું તેજ જણાય છે? સાદાં કપડાંથી પણ તેનો દેખાવ કેવો મોહક લાગે છે? તેના પ્રત્યેક શબ્દમાં કેવી મધુરતા છે? આજના અલ્પ સમાગમથીજ મ્હારૂં મન તેના તરફ અધિક ખેંચાય છે તેનું શું કારણ હશે?" આવા આવા અનેક તરંગની લ્હેરમાં લોટતો શાંતિશંકર જ્યાં બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. "પ્રિય બંધુ, દુ:સંગથી હું કેવળ દુર્ગુણી બની ગયેલો છું. હવેથી આપને મ્હારા ગુરૂ તરીકે ગણું છું, માટે મને કાંઈક બોધ આપો કે હું દુરાચારથી અટકું." શાંતિશંકર પોતાને થયેલા અપમાનથી કંઈક ખેદ પામ્યો હતો તે એકદમ વિવેક બુદ્ધિથી દબાવી દઈ પોતાના શુભ કાર્યમાં હરહમેશ મચ્યા રહેવા પ્રભુ પાસે અધિક બળ માગતો—હરિભજન લલકારતો હજી ત્યાંજ બેસી રહ્યો હતો. પોતાના શ્રમનું કંઈક સારૂં પરિણામ આવેલું જોઈ તેને ઘણો આનંદ થયો. ભોળાનાથને પોતાની પાસે બેસવાની ઈશારત કરી તે બોલ્યો—" આવો ભાઈ, અત્રે બેસો. મ્હારા તરફથી જે મદદ થઈ શકે તે હું ખુશીથી કરીશ, પરંતુ હું તો આ સંસારમાં અનેક બાબતો નિહાળી તેમાંથી સદ્‌ગુણના પાઠોનું પઠન કરનાર એક વિદ્યાર્થી છું એટલે તમારા ગુરૂ પદને પામવા હું યોગ્ય નથી." ભોળાનાથે કહ્યું—" ભલે એમ હોય તો એક વડા વિદ્યાર્થી તરીકે મને બોધ આપો, કારણ કે આપ એવા

પાઠોનું પઠન ઘણા વખત થયાં કરો છો માટે મ્હારા કરતાં કાંઇ પણ વિશેષ જાણતા હશોજ."

શાંતિશંકર—વારૂ. પણ જો કાંઈ હરકત જેવું ન હોય તો પ્રથમ તમારો ઇતિહાસ જાણવાની મ્હારી ઇચ્છા છે.

ભોળાનાથ—ઓહો !! મ્હારી હકીકત જાણવાની જયારે આપની ઉત્કંઠા છે તો તે કહેવામાં મને કાંઈ હરકત નથીઃ—

મહારૂં નામ ભોળાનાથ છે, હું જ્ઞાતે બ્રાહ્મણ છું. મ્હારા પિતાશ્રી લગભગ પાંચ વર્ષ થયાં પંચત્વને પામ્યા છે અને મ્હારાં માતુશ્રીને દેવલોક થયાને આશરે એક વર્ષ થઈ ગયું છે. માતપિતાની મ્હારા ઉપર પૂર્ણ દેખરેખને લીધે તથા તેમની નીતિના શિક્ષણથી હું પણ તેમના જેવો સદ્ગુણી ઉઠીશ એવું મ્હેં મ્હારી વર્તણુકથી સર્વને પ્રત્યક્ષ કરી આપ્યું હતું. સર્વના મનમાં મ્હારા વિષે સારા વિચાર બંધાયા હતા પરંતુ અંગ્રેજીમાં છઠ્ઠા ધોરણમાં દાખલ થયો ત્યારથીજ ખરાબ મિત્રોની સોબતથી મ્હારામાં રફતે રફતે દુર્ગુણનો પ્રવેશ થવા માંડયો. ધનના મદથી ઉદ્ધત બનેલા ઉડાઉ મિત્રની સંગતમાં રહી મોજમઝા ભોગવવાનું મને બહુ મન થયું. હું સાધારણ સ્થિતિનો માણસ હોવાથી પૈસાદારની ઓથમાં રહી પારકે પૈસે તાગડધિન્ના કરવાનું મને પ્રિય લાગ્યું. હવે ધીમે ધીમે અભ્યાસમાંથી ચિત્ત ખસવા લાગ્યું. કેમ ન ખસે ? રબ્બરટાયરની ગાડીમાં તથા મોટરકારમાં બેસી લ્હેર કરવાનું મૂકી નિશાળમાં પુરાઇ રહેવું કોને ગમે ? પૈસાદાર મૂર્ખ મિત્રોની મિત્રાચારીથી દિવસમાં સેંકડોવાર

ચહા બીસકીટ ઉડાડવામાં આવે છે, પુષ્કળ મીજબાનીઓ થાય છે, સોડા તેમજ રોઝબરીના બાટલાનો તેમજ આઇસ્ક્રીમનો તો હિસાબજ કોણ રાખે છે? ભાતભાતના સુગંધીદાર વિલાયતી અત્તર તો હમારે પગે રોળાય છે. મેવા મીઠાઈનું તો પૂછવુંજ શું? આવી આવી મઝા છોડી ભણવાનું તે કોને ગમે? એમ કરતાં વર્ષ પૂરૂં થયું. પરિક્ષા આવી લાગી. અભ્યાસ કાંઇ કરેલો નહિ એટલે પરિક્ષાનું પરિણામ માઠું આવ્યું. કોઇ વખત નહિ ને આ વખત નિષ્ફળ નીવડવાથી માઠું તો ઘણું લાગ્યું, પણ જ્યાં મિત્રોની વચ્ચે સામે હોટેલમાં ઉત્તમમાં ઉત્તમ રોઝબરીનાં બે કપ મંગાવ્યાં કે ઉદાસી સૌ દુર થઈ ગઇ. બધા વિષયમાં ઉતમ તપાસ થવા છતાં હમે ભાગ્યવાન કે હમને ઉપલા કલાસમાં ચઢાવવામાં આવ્યા, કારણ કે તેમ ન કરે તો હમે સ્કુલમાંથી ઉઠી જઇને સ્કુલની આવકમાં દર મહિને વીસ પચીસ રૂપીઆ ઘટાડો કરવામાં પણ વાર લગાડીએ નહિ! છઠ્ઠામાંથી તો ઉપર ચઢયા પણ હવે મેટ્રીક કે સ્કુલ ફાઇનલની પરિક્ષા પસાર કરવી એ હમારા જેવા અક્કલ બહાદુરને સમુદ્ર તરવા જેવું મુશ્કેલ હતું. નીચલા ધોરણોમાંથી તણાતો તણાતો મેટ્રીક–ફાઇનલમાં એકત્ર થતો પણ ત્યાંથી હાલના પરિક્ષકોની સાંકડા વહેવાળી ચારણીમાંથી હમારા જેવા જાડી બુદ્ધિવાળા ભાગ્યેજ બહાર પડતા. બે ચાર વરસ ધરમધકા ખાઇ આખરે કર્મના વાંક કાઢી હમે સરસ્વતિ મંદિરને છેવટના નવ ગજના નમસ્કાર કર્યા! આટલેથીજ અંત આવ્યો હોત તો ધુળ નાંખી, પણ હવે તો કામ ધીમે ધીમે વધવા માંડયું. સ્કુલ છોડી, સ્કુલના માસ્તરોને

છોડયા, વળી હીસ્ટરી, જ્યોગ્રોફી, ઈડીઅમ્સ, ગ્રામર વિગેરે પુસ્તકોને પણ છોડયાં તથાપિ હમારો અભ્યાસ તો ચાલુજ હતો, તફાવત માત્ર એટલોજ કે તે પ્રથમના કરતાં ઉલટા રૂપમાં હતો. નાટકશાળા તેમજ જુદી જુદી હૉટલો તથા ગણિકા ગ્રહ એ હમારાં વિદ્યા લેવાનાં સ્થાન બનવા લાગ્યાં. નીતિરીતિ બગાડનાર નોવેલો તથા બિભત્સ ગાયનોનાં પુસ્તકોમાંથી અભ્યાસ ધમધોકાર ચાલવા માંડયો, એ અભ્યાસ કરવાને શિક્ષકો શોધવાની આવશ્યકતા નહોતી. ઉપર જણાવેલાં વિદ્યાલયોની વારંવાર વિઝિટ કરવાથીજ આપોઆપ આવડી જતું. વળી કેટલુંક અમારી સાથેના વિદ્યાર્થીઓ જેઓ હમારી પહેલાં અભ્યાસ કરવામાં રોકાયલા હતા તેમની કનેથી શીખી લેતા. ખુબી એ હતી કે આ અભ્યાસમાં કંટાળો મુદ્દલે આવતો નહોતો, પણ જેમ જેમ અધિક શિક્ષણનો લાભ લેતા તેમ તેમ અધિકતર સ્વાદ પડતો. સરસ અસ્તરીબંધ કપડાં સફાઇબંધ કેવી રીતે પહેરવાં? હાથમાં રૂમાલ કે લાકડી ઝાલી છાતી કાઢી કેમ ચાલીએ તો સારા શોભીતા દેખાઇએ અને અન્ય પુરૂષોને તથા વિશેષે કરીને પરસ્ત્રીઓને આપણી હોંશીયારીમાં કેવી રીતે આંજી નાંખવી, વિગેરે વિગેરે વિવિધ વિષયોમાં પ્રવિણતા મેળવવા માંડી! બ્રહ્મચર્યવ્રત પાળવા મને બહુ પ્રીતિ હતી તે ક્રમે ક્રમે ઓછી થવા લાગી. ત્રીસ વર્ષ સુધીનો શુદ્ધ મ્હારો નિશ્ચય ડગવા લાગ્યો. પરસ્ત્રી સામે નજર પણ ન કરવી એવો મ્હારો દૃઢ નિશ્ચય હતો એટલે સુધી કે હું મહોલ્લાના તથા ન્યાતના પુરૂષ માત્રને ઓળખું પરંતુ કોઇ સ્ત્રીને ઓળખતો નહિ, કારણ કે સ્ત્રીઓ સાથે વાતચીત

કરવાનો પ્રસંગ પણ ભાગ્યેજ રાખતો. કદાચ વાત કરવી પડે તો નીચું જોઇ વાત કરી લેતો. આ નિયમથી મ્હારા ઉપલા વિષયને પુષ્ટિ મળતી. કુદરતની વસ્તુઓની ખૂબી–સુંદરતા જોઇ આપણે આનંદ કેમ ન પામવું? પરમેશ્વરે આપને ચક્ષુઓ શા માટે આપ્યાં છે? આવાં આવાં મ્હારા મનને ખંડન કરનારા મ્હારા સદ્‌ગુણી (!) મિત્રોનાં વચનોથી મ્હારો એ નિયમ મને અયોગ્ય ભાસવા લાગ્યો એટલુંજ નહિ પણ બેવકુફીભરેલો જણાયો. પનઘટપર, દેવમંદિરોમાં, મેળાઓમાં તથા એવે અનેક સ્થળે જઈ યુવાન સ્ત્રીઓનાં દર્શનથી મ્હારા મિત્રો સાથે હું પણ નેત્રો ઠારવા લાગ્યો. ચક્ષુને એટલી બધી છુટ આપેલી જોઈ કર્ણોને ઇર્ષા થઇ. સ્ત્રીઓની પરસ્પરની વાતો સાંભળવામાં તેમની મધુરી વાણી તેમજ પ્રેમની વાતો તથા બિભત્સ ગાયનો શ્રવણ કરવામાં, વ્યભીચારીઓ પાસેથી વ્યભિચાર કરવામાં મળતી મઝાનું રસીલું વર્ણન સાંભળવામાં શું પાપ છે? એથી તો ઉલટા સંસારી નિયમોની માહીતી મળે છે. આવાં આવાં કારણો આગળ કરી તેઓ (કર્ણો) પણ સ્વતંત્રતાની માગણી કરવા લાગ્યાં. નેત્રોની માફક તેમને પણ કાયદેસર છુટા કરવામાં આવ્યા. હવે જીભલડી બાઇથી નિરાંતે બેસી રહેવાયું નહિ. આંખ કાનને મઝા મેળવતા જોઈ જીભને પણ સ્વતંત્ર થવાનો ચસ્કો લાગ્યો. નેત્ર ને કર્ણ બબે હતાં અને આ બાઇ એકલાં હતાં પણ એની બહાદુરી સૌને હઠાવી દે તેવી હતી. મામી, ભાભી વિગેરે જેને હસવા ઘટે તેની મજાક કરવામાં શું પાપ ભરાઇ ગયું? મ્હોંઢે ગમે એટલું બોલીયે પણ અંતઃકરણ શુદ્ધ હોય તો કાંઇ

દોષિત થવાતું નથી. આવી આવી દલીલો બતાવી તેણે પણ સ્વતંત્ર થવા માગણી કરી એટલુંજ નહિ પણ મને ફરજ પાડવા લાગી. નિર્દોષ રમત ગમતમાં કંઇ પાપ નથી, એમ મન વાળી મ્હારે તેની પણ અરજ સ્વીકારવી પડી. પછી તો પૂછવુંજ શું ? આંખ, કાન ને જીભ તો એક સંપ કરી ગમે તેમ વર્તવા લાગ્યાં. નિત નિત નાચ-રંગ તથા નાટક ચેટક જોવાનો ચટકો લાગ્યો. પ્યારા પ્યારીનાં ગાયનો સાંભળવાનો તથા છટેલ સ્ત્રી પુરૂષો સાથે વાતચીત કરવાનો શોખ વધ્યો. એવામાં વળી મ્હારા એક શુભેચ્છક (!) મિત્રે મને એક વાર વેશ્યાભુવને પધારવાની પ્રાર્થના કરી. પ્રથમ તો તેણે ત્યાં મળતી લહેઝતનું વિસ્તારથી વર્ણન કર્યું. હું સહેજ તિરસ્કાર બતાવવા તથા લોકાપવાદના ભયથી આનાકાની કરવા લાગ્યો, પરંતુ એ મ્હારો ભલો (!) મિત્ર મને સાથે લીધા વિના જાય એવો અવિવેકી નહોતો !! મને સમજાવવામાં તેણે કાંઈ કસર રાખી નહિ એ શુભ કાર્ય (!) માં થતો ખર્ચ પણ એ ભલા (!) ગૃહસ્થે પૂરો પાડવાની ઉદારતા દર્શાવી !! વળી તે તત્ત્વજ્ઞાન (!) થી પણ મને સમજાવવા લાગ્યો કે ભાઇ આ સંસાર ક્ષણભંગુર છે, કાલે ઉઠીને કાળ શત્રુના ભયંકર પંજામાં સપડાઇ જવું છે, માટે જે મઝા ભોગવી તે આપણા બાપની. આજકાલ પ્લેગનું જોર બહુ છે ને ન કરે નારાયણને આપણું કદાચ આવી બન્યું તો આપણે અહીં શું મઝા ભોગવી ? ભાઈ, આ સંસારમાં બધી જાતનો અનુભવ મેળવવો જોઈએ. ( Experience of every thing should be acquired. ) માટે ભલા માણસ, બધું ડહાપણ છોડી દઇ લહેજત તો જુઓ !

વધારે નહિ તો આટલી એકજ વાર અનુભવ મેળવવોજ જોઇએ. એક વેશ્યાભુવન અને બીજું રાજકચેરી એ બે સ્થળો હોંશીયારી મેળવવાનાં છે, માટે આટલો ફેરો તો મ્હારી સાથે ચાલોજ ચાલો ! આટલું બોલતાં ભોળાનાથ એકાએક શરમીંદો થઇ ગયો. બહુજ ખિન્ન થઇ જઇ તેણે કપાળે હાથ દીધો. તેનું હૈયું ભરાઇ આવ્યું. થોડીક પળ પછી તે બોલ્યો, શાંતિરામ ભાઇ, સારા બોધની અસર થતાં ઘણો વખત વહી જાય છે પરંતુ આવા નબળા બોધની, અસર ઝપાટાબંધ થવા માંડે છે. સદ્ગુણી માણસ પ્રથમ તો ભલે કોઈ ખરાબ બાબતને બહુજ ધિક્કારે પરંતુ જો એ માણસ કુસંગમાં લપટાયો તો ક્રમે ક્રમે તેનો તે બાબતનો ધિક્કાર ઓછો થતો જાય છે. પછી ધીમે ધીમે તે તરફ તે બેદરકાર બનતો જાય છે. ત્યાર પછી પણ જો એજ વિષય એના મગજપર વધારે વખત રહે તો આખરે જે જે બાબતોનો પૂર્વે તેને ધિક્કાર હતો તેજ બાબતો તેને પ્રિયકર થતી જશે અથવા તો છોડી છુટશે નહિ. મ્હારૂં પણ એમજ થયું. મ્હારા મનને મ્હેં એટલું બધું બ્હેકી જવા દીધું હતું કે તે ઉપર હું કાબુ રાખી શકયો નહિ. ‘ દરેક બાબતનો અનુભવ મેળવવો જોઇએ ’ એ વાકય મ્હારા મગજમાં સજ્જડ ચોંટી ગયું હોય તેમ મને એકવાર અનુભવ લેવા ઉશ્કેરવા લાગ્યું, અને તેને ‘ વધારે નહિ તો આટલી ફેરી ’ એ વાકયે પુષ્ટિ આપી. ‘ આંગળાં આપતાં પહોંચે વળગે, ’ એ કહેવત મુજબ મ્હારા મને મ્હારા ઉપર તે સમયે તો સંપૂર્ણ સત્તા બેસાડી દીધી. કામવિકાર ઝડપથી પ્રદિપ્ત થવા લાગ્યો, અને હવે મને કહેતાં

શરમ આવે છે કે ગરથ ખરચી ગધેડા બનવા મ્હારા મિત્ર સાથે મ્હેં વેશ્યાભુવનની મુલાકાત લઇ આ લોક તથા પરલોકમાંથી મ્હારી સ્વતંત્રતાપર સદાને માટે પાણી ફેરવ્યું. આટલું બોલતાં બોલતાં તેનો સ્વર રૂંધાઇ ગયો. અને તેના નેત્રોમાંથી આંસુ ટપકતાં શાંતિશંકરના જોવામાં આવ્યાં. શાંતિશંકર-ભાઇ, ઉદાસ થવાનું કાંઈ પ્રયોજન નથી. જે થવાનું હતું તે થઇ ગયું છે. તમારા પશ્ચાત્તાપ પરથી જણાય છે કે સદ્ગુણોના અંકુર ખરાબ સોબતને લીધે ચીમળાઈ ગયાં છે, પણ હજી તેનો તદ્દન નાશ થયેલો જણાતો નથી. હવે ફરીથી એવી જાળમાં ન ફસાવા માટે સાવચેતી રાખશો અને સત્ સમાગમથી શીતળ વારીનું સીંચન કરશો તો એ કરમાઇ ગયેલાં અંકુર ફરી તાજાં થઇ જશે.

ભોળાનાથ—સાવચેતી તે શું રાખું ? મ્હારૂં મન તો એવું ખરાબ થઈ ગયું છે કે કામવિકારને હું વશ કરી શકતોજ નથી. પહેલેજ દિવસે ઘેર ગયા પછી મન એવું તો દીલગીર થઇ ગયું કે જાણે હવે ફરીથી કદી પણ એ જાળમાં ફસાઇશજ નહિ. ઉદાસીમાં ને ઉદાસીમાં ખાવાનું પણ કાંઇ ભાવ્યું નહિ. ફરીથી એવું અધમ કાર્ય ન કરવા હજારો પ્રતિજ્ઞા કરી, સેંકડો સોગન લીધા, પણ મ્હારો ભલો ( ! ) મિત્ર કાંઇ મ્હારો કેડો છોડે એવો નહોતો. બીજે દિવસે સાંઝ પડી કે તરત આવ્યોજ છે. ફરી એક વાર પોતાની સાથે આવવા તેણે મને સમજાવ્યો. આજે તો આવ્યા વિના નજ ચાલે એવું કહી પુષ્કળ આગ્રહ કર્યો. મેં ચોખ્ખી ચટ ના પાડી અને કહ્યું કે ફરીથી મ્હારી સ્વતંત્રતા ગુમાવવા તેમજ આવું નીચ

કામ કરવા કદી આવીશ નહિ.

"સ્વતંત્રતા તા જવાની હતી તે જઇ ચૂકી, માટે જો આજે નહિ આવશો તો ફરીથી તમારા ઘરમાં પગ મૂકીશ નહિ, એટલુંજ નહિ પણ હવેથી તમારી સાથે બોલીશ પણ નહિ." મ્હારા ભલા (!) મિત્રે જણાવ્યું.

"આને ખોટું કેમ લગાડાય? આટલો વખત જઇને તો હવે બંધજ કરવું. આવા આવા વિચારોથી મ્હારો ફરી નહિ જવાનો નિશ્ચય ડગ્યો. મ્હારી હજારો પ્રતિજ્ઞા એક પળમાં જતી રહી. વળી એક વાર વધારે ખરો અનુભવ લેવા લાલચ લાગી. પ્રિયભાઈ! આવી આવી એક વાર તો અનેક વખત વીતી ગઇ. તન, મન, ધન અને ઇજ્જત આબરૂથી હું તદ્દન પાયમાલ થઈ ગયો. એ સર્વ હું ગણું તો મ્હારા સદ્‌મિત્રનાજ (!) પ્રતાપ. તે દિવસથી તે આજ દીન સુધીમાં ભાગ્યેજ એકાદ દિવસ એવો ગયો હશે કે જે દિવસે હમે હમારી બેઠકથી વેશ્યાભુવન ન દિપાવ્યું હોય. હમારૂં સર્વ મિત્ર-મંડળ આવા પ્રકારનું છે. રાત્રે હમે પ્રેમનો પાઠ નાટક-શાળામાંથી પઢતા અને ત્યાંથી બ્હારો બ્હાર ગણિકા ગ્રહમાં જઇ ભજવી બતાવતા! નવાઈ જેવું છે કે દર-રોજ ઘેર જઇ સૂતા પછી રાત્રે એવાં કુકર્મો નજર સામે ખડાં થતાં ત્યારે હું પુષ્કળ પશ્ચાતાપ કરતો, સખ્ત પ્રતિજ્ઞા કરતો એટલુંજ નહિ પણ કોઈ કોઇ વાર તો પોક મૂકી રડતો છતાં પણ બીજે દિવસે તો પાછો જેવો હતો તેવો ને તેવો. હરિ હરિ! આટલા દિવસ મ્હેં આંખો મીંચી અત્યંત કુકર્મો કર્યાં. હે પ્રભુ! ત્હારો કેટલો બધો કોપ મ્હેં મ્હારે શિરે વ્હોરી લીધો હશે? હે પિતા!

હવે તુંજ મને સદાચરણમાં પ્રેરવા કૃપા કર! ગળગળતો થઇ શાંતિશંકર સામે જોતો તે બોલ્યો, સન્મિત્ર, હવે હું આપને શરણે આવું છું. હું અજ્ઞાની અંધ છું, માટે આપના જ્ઞાનશાસ્ત્રથી મ્હારી છારી દુર કરી મને દેખતો કરો."

શાંતિશંકર—તમારૂં વૃત્તાંત સાંભળી મને અત્યંત દીલગીરી ઉપજે છે. તમે એકલાજ નહિ પણ તમારા જેવા હજારો છોકરા પોતાની ન્હાની વયમાં બ્રહ્મચર્યને ભંગ કરતા દીઠામાં આવે છે. આજકાલ યુવાનોના સર્વ દોષોમાં આ દોષ મુખ્ય હોય છે. બાળલગ્નનો ખોટો રીવાજ જે આપણા દેશમાં પ્રચલિત છે તે આ નિંદનીય કાર્યમાં ઉત્તેજન આપનાર છે. બ્રહ્મચર્ય શું છે? એની મહત્વતા શું છે? તથા દેશ સુધારામાં એની કેટલી બધી જરૂરીયાત છે તેનો આપણા લોકો હાલ સ્વપ્ને પણ વિચાર કરતા જણાતા નથી. અફસોસની વાત છે કે માતપિતા જેઓ બાળકના હિતેચ્છુ છે તેઓજ પોતાના પુત્રને બાળપણામાં પરણાવવા-જલ્દી સંસાર મંડાવવા તથા છોકરાને ઘેર છોકરા જોવાનો લ્હાવો લેવા અત્યંત ઉત્સુક હોય છે. કેટલાક પુરૂષો પોતાને બહાદુર મરદ કહેવડાવે છે પરંતુ કામના કટાક્ષ આગળ તેઓ કેવળ નિર્માલ્ય થઈ જાય છે. સ્ત્રીઓ પતિવ્રત પાળવામાં જેટલી ધીરજવાન ને સહનશીલ હોય છે, તેટલું ધૈર્ય ને તેટલી સહનશીલતા જો પુરૂષો એક પત્નિવ્રત પાળવામાં ન બતાવે તો તેવા પુરૂષને મરદ કોણ કહેશે? ભોળાનાથભાઇ, કુસંગના કુપવનમાં તમારાં કરમાઇ ગયેલાં સુનીતિનાં અંકુર, સત્સંગ-વાયુની શીતળ લ્હેર લાગ્યા વિના ફરીથી સુધરે એમ લાગતું નથી, માટે

સદાચરણી થવાની આપની ઈચ્છા હોય તોઃ—

दुराचारी दुराद्रष्टि र्दुरावासी च दुर्जनः
यन्मैत्री क्रियते पुंसा सतुंशीघ्रं विनश्यति।

એ મહાત્મા શ્રી ચાણાકય મુનિના વચનને યાદ કરી તમારા ખરાબ મિત્રોને પ્રથમથીજ છેલ્લા નમસ્કાર કરી દઈ સારા સારા માણસોની સંગતમાં સર્વદા રહેવું એવો મ્હારો અભિપ્રાય છે. કુમાર્ગે ચઢેલાને સુમાર્ગે વાળવા માટે આના જેવો ઉત્તમ ઈલાજ અન્ય નથી.

ભોળાનાથ—મને તો આપનીજ સંગતમાં રહેવું ઉચિત લાગે છે. અત્યંત આનંદી મિજાજથી અને શાંત પ્રકૃતિથી આપને બોલતા જોઈ જાણે મહાત્મા બુદ્ધજ પોતાના એકાદ શિષ્યને વડના વૃક્ષ હેઠળ બોધ દેતા હોયની! એવો મને ભાસ થતો હતો.

શાંતિશંકર—અરે! અરે! એ શું બોલો છો? હાલ હું જે સભામાં દાખલ થયો છું તેમાં મ્હારા જેવા ઘણા મનુષ્યો તમારા જોવામાં આવશે. કેટલાએક તો એટલા બધા સ ગુણમાં આગળ વધ્યા છે કે હું તો તેમના આગળ સમુદ્ર સામે ખાબોચીયું, રાજા સામે રંક-ભીખારી, કે હાથી આગળ એક કીડીના જેટલી પણ તુલના ધરાવી શકું નહિ.

ભોળાનાથ—હશે! તમે ગમે તેવા હો પણ હું તો આપનેજ મ્હારા સદ્‌ગુરૂ તરીકે સન્મિત્ર માનીશ અને તમારી ઇચ્છા પ્રમાણે વરતીશ.

આ ઉપરથી વાંચકો જોશે કે દુરાચારીને રસ્તે ચઢેલા પણ સદાચરણના પંથમાં આવી શકે છે પરંતુ તે

ઘણીજ મુશ્કેલીથી બને છે, જેથી કોઈ પણ રસ્તે દોરાવા પહેલાં ભવિષ્યના સારા નરસાનો વિચાર કરવો જોઇએ. વળી આ વિષયથી એ પણ ચોખ્ખું માલૂમ-પડે છે કે ભોળાનાથના પૈસાદાર મિત્રો પોતાના પૈસાનો ઉપયોગ કેવા રસ્તે કરે છે, માટે તેવા શ્રીમંત-સહેલાણીઓએ પણ આ ઉપરથી ધડો લેવો જોઇએ.

ટુંકમાં આ વિષયમાંથી જે સાર માલુમ પડે તે ગ્રહણ કરવાને વિનવવામાં આવે છે, કહ્યું છે કેઃ—

માલિની વૃત.

નહિ નહિ નહિ જોતું વાત સાચી કે જુઠી,
નહિ નહિ નહિ જોતું લેખકો સાથ રૂઠી;
સાર ખરો શું એમાં તેહ તું સાધી લેને,
જયમ જળને પય જુદાં હંસ પાડેજ એને.



## "પ્રશ્નફળ."

આ બુકમાં પ્રશ્ન જોવાની વિવિધ રીતીઓ આપેલી છે, અને તે એવી તો સરળ, સીધી અને સહેલી છે કે દરેક મનુષ્ય કોઈ પણ વખતે પોતાના મનમાં ઉત્પન્ન થતા કોઈ પણ જાતના પ્રશ્નનો ખુલાસો પોતાની મેળેજ જાણી શકે છે. કિંમત રૂા. ૦–૪–૦.

## નસીબના ભેદભરમ!

નસીબના લખ્યા લેખ મિથ્યા થાય છે કે કેમ? નસીબ શું ચીજ છે? તેનો કર્તા કોણ? તેની સત્તા શું? અમુક મનુષ્યો સુખી અને અમુક દુઃખી કેમ? અમુક શ્રીમંત અને અમુક ગરીબ કેમ? વિગેરે બાબતો દાખલા દલીલો સાથે જાણવી હોય તો ઉપરનું પુસ્તક મંગાવો. કિંમત રૂા. ૦–૨–૦.

## અરબસ્તાનની મુસાફરી.

મુંબઈથી અરબસ્તાનના મુખ્ય બેટ બહેરન સુધીનો ખાસ હેવાલ ઉપરાંત અરબસ્તાનના લોકોની રીતભાત, ત્યાંના વપાર અને ઉપજ વિષે વર્ણન, સિવાય ત્યાંની જુદી જુદી અદ્‌ભુત લીલાઓ અને મુસાફરીનાં સંકટ યા મુશ્કેલીઓનો ચિતાર આપવામાં આવ્યો છે. કિંમત રૂ. ૦–૨–૦.

## "સુરતની સુંદરી."

આ પુસ્તકમાં વિશુદ્ધ તથા દોષિત પ્રેમનું પરિણામ, અનહદ પ્રેમથી થતી હાની, સોનેરી ટોળીની સ્ત્રીઓનો નમુનો, નાયકાઓની સંગતનું ફળ, શ્રીમંતોના સંતાનોની રીતભાત, બાટલી ભકતો–દારૂ પીનારાઓની મ્હોંકાણ, પૈસાના માટે દુનિયામાં થતાં પાખંડ, આજની પોલીસના પ્રપંચો, ચડતી પડતી, કર્મની લીલા વિગેરે પૃથક્ પૃથક્ વિષયો આલેખવામાં આવ્યા છે. કિંમત રૂ. ૧–૦–૦.

ઉપરનાં ચાર પુસ્તકો નીચે જણાવેલા કર્તાને શિરનામેથી અથવા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

હિંમતલાલ. જી. માસ્તર.

ભુલેશ્વર—મુંબાઈ.

☞ ચાર આના સુધીની કીંમતનું પુસ્તક દોઢીયાવાળી પોષ્ટ ટીકીટો મોકલી કર્તા પાસેથી મંગાવી લેવું, વી. પી. પી. થી મોકલાશું નહિ.